જખ્મી પંજાબનો પુકાર

# આઝાદીના દુશ્મનો સામે જંગે ચઢો



પંજાબની કોમી આગને ફેલાતી
અટકાવવા દેશભરમાં શાંતિ
આંદોલન જગાવો



હિંદી જનતાને
કમ્યુનિસ્ટ પાર્ટીની
અપીલ

પિપલ્સ પબ્લીશીંગ હાઉસ લિ૦ મુંબઈ ૪

# પંજાબના આ ખૂનીઓને સજા કરો

**હિંદી કમ્યુનિસ્ટ પાર્ટી બુલંદ અવાજે જાહેર કરે છે કે, પંજાબમાં કોમી આગ ચાંપનારાઓ અને જૂઠા પ્રચારથી જનતામાં કોમી ગાંડપણ ઉશ્કેરનારાઓને અદાલતમાં ખડા કરો. જનતાને દોષ દેવાને બદલે જનતાના સાચા ખૂની હાથોને ઓળખો.**

**આ રહ્યા એ જનતાના ખૂનીઓ :**

**નં. ૧.** ગવર્નર જેન્કિન્સ અને તેના ૧૨ ગોરા કમિશ્નરો જેમણે ૭ ૭ મહિના સુધી ગવર્નર રાજ નીચે પોતાના પિઠ્ઠુઓને કોમી દારૂગોળાની સગવડ કરી આપી.

**નં. ૨.** ભાવલપુર, પતિયાલા, ફરીદકોટ વગેરે રજવાડાંના રાજા–નવાબ જેમણે મુસ્લિમ નેશનલ ગાર્ડ્ઝ, શહીદી દળ અને રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘ જેવી કોમી સંસ્થાઓને લઘુમતિઓની કતલ કરવા આધુનિક શસ્ત્રસાધનો પૂરાં પાડયાં.

**નં. ૩.** પંજાબના હિંદુ–મુસ્લિમ જમીનદારો જેમણે સામી કોમના હસીફોને હાંકી કાઢવા માટે અને તેમની જમીન હડપ કરવા માટે ગામડાંઓમાં કોમી રમખાણ મચાવવા હુલ્લડખોર ટોળીઓ ઉભી કરી; તથા **મૂડીવાદી કારખાનાદારો** જેમણે હિંદુ–મુસ્લિમ કામદારો વચ્ચે ફૂટ પાડવા પોતાનાં કારખાનાંઓમાંથી સામી કોમના કામદારોને હાંકી કાઢ્યા.

**નં. ૪.** પોલિસ અમલદારો જનરલ રીઝ અને તેનું સરહદી લશ્કર–જેમણે શાંતિ જાળવવાને બદલે મોતના મોંમાંથી ભાગતી હિંદુ–મુસ્લિમ નિરાશ્રિત જનતાને ગોળીએ વીંધી; જેમણે શાંતિ સ્થાપવા મથનારાઓને માર્યા અને હુલ્લડખોરોને ખુલ્લો સાથ આપ્યો.

એમ. બી. રાવે, શ્રી "ન્યુ એજ" પ્રિન્ટીંગ પ્રેસ, ૧૯૦ બી, ખેતવાડી, મેઇન રોડ મુંબઇ ૪ થી છાપી, લોક પ્રકાશન ગૃહ લી., રાજભુવન, સેન્ડહર્સ્ટ રોડથી પ્રસિધ્ધ કરી.

# બ્હેનો તથા ભાઇઓ !

**બ્રિટિશ શાહીવાદે હિંદ છોડતાં પહેલાં કોમી વિખવાદની ભૂમિકા ઉભી કરીને દેશને આંતરવિગ્રહમાં હુબાડયો છે. હિંદી આઝાદી અને લોકશાહીના આંદોલનને છેલ્લો ફટકો મારવા માટે શાહી રાજકર્તાઓએ પંજાબને પસંદ કર્યું છે.**

● એટલીના નિવેદન પછી તરત જ પંજાબની પ્રજાકીય સરકારને હડસેલી મૂની ગવર્નર જેન્કિન્સે ૯૩ મી કલમ (ગવર્નર રાજ) નો અમલ ઠોકી દીધો હતો.

● ગયા માર્ચ મહિનામાં બ્રિટિશ ડેપ્યુટી કમિશ્નરો નીચેનાં જ પાંચે જીલ્લાઓમાં કોમી રમખાણો ફાટી નીકળ્યાં હતાં. આમાં રાવલપીંડી સૌથી વધુ ખતરનાક હતું

● પંજાબની અંદર જ કોમી વિખવાદ જગાવતો સરહદ પંચનો ચુકાદો આપવાનો હતો. અને ચુકાદા વખતે બ્રિટિશ અમલદારો હેઠળનું જે સરહદી લશ્કર પંજાબમાં રાખવામાં આવ્યું હતું તેણે શાંતિ જાળવવાને બદલે રમખાણો ફેલાવવામાં અને લઘુમતિઓના લોકોને હાંકી કાઢવામાં ખુલ્લં ખુલ્લા ભાગ લીધો હતો.

**આથી જ જ્યારે બ્રિટિશ રાજકર્તાઓએ ૧૫ મી ઓગસ્ટે પંજાબ પ્રાંત આપણી સરકારોના હાથમા સોંપ્યા ત્યારે ત્યાં કોઈ જાતનું વહીવટી તંત્ર નહોતું પરંતુ ભરકે બળતું નરકાગાર જ હતું.**

બ્રિટિશ શાહીવાદે પંજાબમાં કોમી આગ પેટાવવાનું એટલા માટે પસંદ કર્યું હતું કે પંજાબ હિંદી સંઘ અને પાકિસ્તાનની સરહદ પરનો પ્રાંત છે અને એથી બંને રાજ્યો એક બીજાનાં દુશ્મન બને.

વળી, બ્રિટિશ શાહીવાદે અત્યારસુધી મોટા ભાગનું લશ્કર પંજાબના હિંદુ, શીખો અને મુસ્લિમોમાંથી જ ઉભું કર્યું હતું. એટલે જો પંજાબમાં કોમી રમખાણો ઉભાં થાય તો આ લશ્કરની અંદર પણ કોમી ઝેર ફેલાય અને પરિણામે બંને રાજ્યોનાં લશ્કરો પણ એક બીજાના દુશ્મન બને.

**આજે આ બ્રિટિશ કાવતરાનાં માઠાં પરિણામો આપણી સામે આવી ઉભાં છે.**

# બ્રિટિશ કાવતરાનાં પાગીઆ

**કમ્યુનિસ્ટ પાર્ટી જાહેર કરે છે કે પંજાબની જનતામાં કોમી ઝેર રેડી તેમને ગાંડા બનાવનાર અને ઉશ્કેરનાર ગુનેગારોને જો નહિ ઓળખીએ તો આપણે પંજાબમાં જે કાંઈ બન્યું છે તેને માટે જનતાને જ દોષ દઈ બેસશું.**

પંજાબના સૌથી પ્રથમ નંબરના ગુનેગારો તો બ્રિટિશ શાહીવાદના એજંટ ગવર્નર જેન્કિન્સ અને તેના ૧૨ ગોરા કમિશ્નરો છે જેમણે છ છ મહિના સુધી ગવર્નર રાજ નીચે પોતાના પિઠ્ઠુઓને કોમી દારૂગોળો તૈયાર કરવાની સગવડ કરી આપી હતી.

પરંતુ રાષ્ટ્રીય સરકારને નબળી પાડવાના આ કાવતરામા માત્ર બ્રિટિશ શાહી વાદીઓ એકલા જ નહોતા. જેઓ રાષ્ટ્રીય આઝાદી અને પ્રજાકીય આગેકૂચ સામે રખવાળા બને છે અને જેઓ હિંદના વિકાસની અંદર પોતાનો મૃત્યુઘંટ વાગતા જુએ છે એવાં દેશી રજવાડાં અને જમીનદારો યે હતાં.

● બ્રિટિશે પાળી પોષી ઉભા કરેલા જમીનદારો અને કાળાં બજારીઆઓ કોમી સંસ્થાઓને છૂટથી પૈસા અને આશ્રય આપે છે કે જેથી કોમી રમખાણો ઉભાં થાય કે તરત જ સામી કોમના હરીફો નાસવા માંડે અને તેમના વેપાર, માલ મિલ્કત, જમીન વગેરે પોતાના હાથમાં આવે.

**આ રાષ્ટ્ર વિરોધી તત્વો જ પોતાનાં સ્વાર્થી હિતોને ખાતર અત્યાચારની એકતરફી વાતોને ફેલાવી બદલો લેવાની લાગણી ઉશ્કેરે છે.**

● પંજાબના મુસ્લિમ રાજ્ય ભાવલપુરે મુસ્લિમ નેશનલ ગાર્ડઝને છૂટથી આધુનિક હથિયારો પૂરાં પાડયાં છે; તો બીજી બાજુ પતિયાલા અને ફરીદકોટના રાજ્યોએ રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘ (હિંદુ મહાસભાના) અને અકાલીઓની ટોળીઓને એવાં જ હથિયારો આપ્યાં છે. એટલું જ નહિ પણ આ રાજ્યોની અંદર તાલિમ કેંદ્રો ઉભાં કરી વાહન વ્યવહાર છિન્નભિન્ન કરવાની, કત્લ, લૂંટ વગેરેની કેળવણી પણ આપવામાં આવી છે.

અને દેશી રજવાડાંમાં તૈયાર થયેલી મુસ્લિમ નેશનલ ગાર્ડઝ, આર. એસ. એસ. અને અકાલીઓની ટોળીઓએ નિરાશ્રિતોની વિતક કથાઓ, ફેલાવી લોકોની નૈતિક અને રાષ્ટ્રીય ભાવનાને ખત્મ કરી તેમનામાં કોમી વેરવૃત્તિ પેદા કરી છે અને પછી આ ટોળીઓએ પોલિસ અને લશ્કરના સાથમાં લઘુમતિઓ પર હાહાકાર મચાવ્યો છે.

શાહીવાદી રાજકર્તાઓનાં રજવાડી પુતળાંઓ માત્ર પંજાબને કોમી આગમાં હુઆવી જંપ્યા નથી, તેમણે તો દિલ્હી તરફ યે કોમી રમખાણોની આગ ફેલાવી છે.

જાટ અને રાજપુત કોમોના નેતાઓ બનીને આગળ આવવા માટે ભરતપુર અને અલ્વરનાં રાજ્યોએ પોતાના પ્રદેશમાં વસતી મુસ્લિમોની મેવ કિસાન જાતિની વ્યવસ્થિત કતલ યોજી છે. એ માટે કમ્યુનિસ્ટ પાર્ટી આ રાજ્યોના નોકરશાહોને ગુનેગાર ઠરાવે છે.

આ રાજ્યોના રજવાડી આપખુદો અંબાલા ડિવીઝન અને પશ્ચિમ યુકત પ્રાંતના રાજપુત અને જાટ જમીનદારો સાથે સંકળાયેલા છે. દિલ્હીની આસપાસની રેલ્વે લાઇનો પર એમની જ ટોળીઓ હુમલાઓ કરી રહી છે અને દિલ્હીની આરેબાજુનાં ગામડાંઓમાં કોમી આગ પેટાવે છે.

આ રીતે દિલ્હી અને તેની રાષ્ટ્રીય સરકાર ભયમાં આવી પડી છે.

પંજાબની જનતા આજે લોહીલુહાણ થઇ ગઇ છે. તેની યાતનાનો કોઈ પાર નથી. પાકિસ્તાનમાંના હિંદી હાઇકમિશ્નર શ્રી. શ્રીપ્રકાશના કહેવા મુજબ દોઢ લાખ જેટલા માણસો માર્યા ગયાં છે. અને બન્ને બાજુથી દસ લાખથી યે વધારે માણસોએ હિજરત કરી છે.

આપણે એમની દશામાં રહીને વિચારીએ તો જણાશે કે પંજાબની જનતાને માથે કેવી ભયંકર આફત ઉતરી છે અને આપણી સરકારોને માથે કેવી ભારે જવાબદારીઓ ઠોકાઈ છે.

સરહદ પ્રાંતમાંથી રહીસહી લઘુમતિઓએ હિજરત શરૂ કરી દીધી છે. સિંધની લઘુમતિઓ બાવરી બની છે અને શ્રીમંતોએ તો મુંબઈ અને ગુજરાત તરફ ભાગવા પણ માંડયું છે.

# પ્રજાકીય લડતને જેર કરવા નિઝામનું કોમી કાવતરું

ખુદ હિંદી સંઘમાં પશ્ચિમ યુકત પ્રાંતના જીલ્લાઓને કયારના યે ખળભળેલા જીલ્લાઓ તરીકે જાહેર કરવામાં આવ્યા છે. કોમી તંગદીલી બેહદ ફેલાઈ ચૂકી છે. મુસ્લિમ લઘુમતિ શિકારની જેમ બાઘા જેવી બની ગઇ છે. બિલાડીના ટોપની જેમ ફૂટી નીકળતી આર. એસ. એસ. (રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘ) ની ટોળીઓએ ઝેરી પ્રચાર કરીને હિંદુ બહુમતિને બદલો લેવા માટે ઉશ્કેરવા માંડયું છે.

**પૂર્વ પંજાબને જેમણે કોમી આગમાં સંડોવ્યો એજ તત્વો હિંદી સંઘમાં પણ ચારે બાજુ ઉશ્કેરણી કરી રહ્યાં છે. અને પંજાબની જેમ અહીં પણ તેમની પાછળ જમીનદારો અને કાળા બજારીઆઓના હાથ છે.**

વળી રજવાડાંઓ પણ આ કોમી તંગદીલી અને રમખાણોનો લાભ લેવાનું ચૂક્યાં નથી. પંજાબ અને સિંધના નિરાધારોને આમંત્રણ આપી રાજપુતાનાનાં રાજ્યોએ પંજાબનાં રાજ્યોની જેમ જ પ્રજાકીય ચળવળને લોહીમાં ડૂબાવવાનાં કાવતરાં શરૂ કર્યાં છે.

ઠેઠ દક્ષિણમાં હૈદરાબાદના નિઝામે પોતાની આપખુદી સામે પ્રજાએ ઉપાડેલી લડતને ખતમ કરવા માટે કોમી હુલ્લડો ઉશ્કેર્યાં છે.

તેલંગણનાં કેટલાંક શહેરોમાંથી હિંદુ વેપારી કોમે આંધ્ર તરફ અને મરાઠાવાડામાંથી મહારાષ્ટ્ર અને મુંબઈ તરફ ભાગવા માંડ્યું છે. અને આ પ્રાંતમાં, “ મુસ્લિમોને પાઠ પઢાવવામાં કોંગ્રેસ આડી આવે છે ” એવા હિંદુ મહાસભાના કોંગ્રેસ વિરોધી પ્રચારને જોર આપ્યું છે. ત્યારે બીજી બાજુ નિઝામ પણ મહારાષ્ટ્ર અને આંધ્રની ભયભીત મુસ્લિમ લઘુમતીને ખાનગી રીતે પોતાના એજંટો મારફત હથિયારો મોકલાવે છે. ( તેમના ‘રક્ષણ’ ને નામે ! )

**આમ એક બાજુથી હિંદુ મહાસભા અને બીજી બાજુથી નિઝામ, હિંદુ ને મુસ્લિમ જનતાને રહેંસી નાખવાનું કાવતરું રાંધી રહ્યા છે.**



**પંજાબની ખૂનામરકીનો ટૂંકસાર આ છે:**

**● બ્રિટિશ શાહીવાદ સાથે આપણે છેવટની લેણદેણ પતાવીએ એ પહેલાં તે આપણી મધ્યસ્થ સરકારને ખોખરી અને નબળી કરવા માંગે છે.**

**● જેમ જેમ કોમી રમખાણો વધુ ફેલાશે તેમ તેમ આપણી પ્રાંતિક સરકારો વધુ નબળી બનશે અને આપણું સારુંયે અર્થતંત્ર વધુ ને વધુ સ્થાપિત હિતોના પંજામાં જકડાતું જશે.**

**● વળી, જેમ જેમ કોમી રમખાણો વધુ ફેલાશે તેમ તેમ આપણી જનતા પર હાડમારી અને દુઃખો લદાતાં જશે; ત્યારે આપણી સરકારોને આર્થિક મદદ માટે બ્રિટિશ–અમેરિકન શાહીવાદીઓ પાસે ભીખ માંગવી પડશે. ત્યારે ૧૫મી ઑગસ્ટનાં આપણાં લોકશાહી સ્વપ્નાંઓ તૂટી પડશે.**

**● આજે આપણી સામે સાધારણ કોમી રમખાણો નથી પરંતુ આપણી આઝાદી વિરૂધ્ધનું એક જબરજસ્ત કાવતરૂં—આપણી લોકશાહી અને રાષ્ટ્રીય ચળવળોને ખતમ કરવા રાષ્ટ્રીય પુનર્રચનાના કાર્યને તોડી પાડવા અમલમાં મુકાઇ રહ્યું છે. અને આ શાહીવાદી કાવતરાંની અંદર, શાહીવાદી કાંધિયાઓ—રાજા–નવાબો, જમીનદારો, પૂંજીપતિઓ, જૂના સડેલ નોકરશાહો અને દેશમાં કોમી રાજ સ્થાપવાની લાલસાવાળા સત્તાલોલુપ પ્રત્યાઘાતી આગેવાનોનો સમાવેશ થાય છે. તેઓ હિંદના લોકશાહી અને રાષ્ટ્રીય વિકાસમાં પોતાની ઘોર ખોદાતી જુએ છે, માટે જ તો આ કાવતરાના આગેવાન છે.**

# દેશના દુશ્મનો સામે ગાંધીજીએ પડકાર ફેંક્યો

પરંતુ બ્રિટિશ શાહીવાદ અને તેના પિઠ્ઠુઓના આ કાવતરા સામે દેશના બીજે છેડેથી—કલકત્તામાંથી પડકાર ફેંકાયો છે. પોતાના ભૂતકાળની કાળી યાદને ભૂંસી નાખી કલકત્તાએ તા. ૧૫મી ઓગસ્ટના આઝાદી દિને કોમી એકતાની જ્યોતને ફરી સતેજ કરી; અને તેથી રઘવાયા બની એજ પિઠ્ઠુઓએ એના ઉપર ઘા કર્યો. પણ કલકત્તાની હિંદુ–મુસ્લિમ જનતા ફરી ગાંડી બની નહિ. બ્રિટિશના ખાંધિયાઓની રમતને એ પામી ગઈ હતી. અને એથીજ તો મહાત્મા ગાંધીની નેતાગીરી હેઠળ તેણે મક્કમ રહી સારા યે બંગાળમાં કોમવાદીઓ સામે ઝુંબેશ માંડી. વિદ્યાર્થીઓ અને નવજુવાનોએ એમાં સૌથી આગળ પડતો ભાગ લીધો. હિંદુ જુવાનોએ હિંદુ ગુંડાઓનો ને મુસ્લિમ જુવાનોએ મુસ્લિમ ગુંડાઓનો સામનો કર્યો.

● બંગાળી જનતાની આ જાગ્રતી અને કોમી એકતાનાં બીજ ગયે વરસે બંગાળના વીસ વીસ જીલ્લાઓમાં ૬૦ લાખ હિંદુ મુસ્લિમ કિસાનોએ જમીનદાર અને જોતેદારો સામે ઉપાડેલી ઐતિહાસિક તેભાગા લડતમાં રહેલાં છે.

● ગાંધીજીના ઉપવાસે બંગાળના રાષ્ટ્રીય આત્માને જાગૃત કર્યો ને જનતાએ ૧૫ મી ઓગસ્ટે મહા મહેનતે ઉભી કરેલી એકતાની ઇમારતને અખંડ રાખવાના શપથ લીધા. અને પોતાના દેહ પરનાં કોમી ઘારાંઓનો નાશ કરવા તે તત્પર બની.

**પંજાબ આજે ભયની ચેતવણીરૂપ છે. તો બંગાળ સૌને આશાની પ્રેરણારૂપ છે. પંજાબ ઉશ્કેરે છે; તો બંગાળ શાંત કરે છે. પંજાબમાં આજે દુશ્મનં ગાજે છે; તો બંગાળમાં આપણે પોતે ગાજીએ છીએ.**

# સરકારના શાંતિ પ્રયાસોને મદદ કરો

પાકિસ્તાન અને હિંદી સંઘની બન્ને સરકારો આજે પારાવાર મુશ્કેલીઓ છતાં ય સાથે રહીને કામ કરે છે, તેમના સહકાર અને સંયુક્ત કાર્યોને આજે સારી યે જનતાના વિશાળ સહકાર અને ટેકાની જરૂર છે. આઠમી સપ્ટેમ્બરના પંડિત નહેરૂ અને જ. લિયાકતઅલી ખાનના સંયુક્ત નિવેદનને ( જેની પત્રિકાઓ વિમાન માર્ગે રમખાણગ્રસ્ત વિસ્તારોમાં ફેંકવામાં આવી હતી તે ) કમ્યુનિસ્ટ પાર્ટી આવકારે છે.

* કાયદાના ભંગ કરનારાઓ સામે બન્ને સરકારો પોતાની તમામ સત્તાઓનો ઉપયોગ કરશે.

* તમામ સશસ્ત્ર ટોળીઓને પકડી પકડીને કેદી છાવણીઓમાં પૂરવામાં

આવશે અને મારફાડ કરતી ટોળીઓને તો દેખતાં જ વીંધી નાખવામાં આવશે.

* બન્ને સરકારો કોઇ પણ ભોગે શાંતિ સ્થાપવાનો અને લોકોનાં જાન, માલ અને આબરૂનું રક્ષણ કરવાનો નિશ્ચય કરી ચૂકી છે.

**વળી બંને સરકારોએ એ પણ જાહેર કર્યું છે કે બહુમતિ કોમની ફરજ છે કે તેઓ પોતપોતાના વિસ્તારોમાં લઘુમતિ કોમોનું રક્ષણ કરે.**

**બન્ને સરકારોના આ નિર્ણયો ખૂબ જ આવકાર પાત્ર છે; પરંતુ આ નિર્ણયોને જો સારી યે પ્રજાનું પીઠબળ નહિ મળે તો એ જલ્દી અને અસરકારક પરિણામો નહિ લાવી શકે.**

વડા પ્રધાન પંડિત નહેરૂએ પોતાના વાયુ પ્રવચનમાં આવા પ્રજાકીય ટેકાની ખૂબજ આતુરતાથી માંગણી કરી છે:

"અમે શુભેચ્છા અને શુભ ઇરાદાઓવાળા તમામ લોકો જેમને આઝાદ અને આબાદ હિંદની આકાંક્ષા હોય તેમની મદદ ચાહીએ છીએ. હું તેમને બહાર પડી અમને મદદ કરવાની હાકલ કરું છું."

ત્યારે પાકિસ્તાનના ખોરાક ખાતાના પ્રધાન જ. ગઝનફરઅલીખાન પણ પશ્ચિમ પંજાબમાં ફરીને જ. જીન્નાના "કોઇ પણ ભોગે શાંતિ સ્થાપો" ના સૂત્રને ફેલાવી રહ્યા છે. તેઓ લીગ કાર્યકરોને પોતપોતાના વિસ્તારોમાં જબ્બરજસ્ત શાંતિ ઝુંબેશ ઉપાડવાની હાકલ કરે છે. જ. જીન્નાના પ્રતિનિધિ તરીકે તેઓ જાહેર કરે છે કે જેઓ "પાકિસ્તાનમાં સંપૂર્ણ શાંતિ સ્થાપો" ના સૂત્રના "બેવડા અર્થો" કાઢવા મથે છે તેઓ "કાટકુટિયા અને પાંચમી કતારીઆ" છે."

**કમ્યુનિસ્ટ પાર્ટી નેતાઓની આ જાહેરાતોને સહૃદય આવકારે છે અને દેશની તમામ પ્રજાકીય સંસ્થાઓને કોમી રમખાણોનાં મોજાં સામે એક સંયુકત શાંતિ મોરચો ઉભો કરવાની અને સરકારના તમામ પ્રયાસોને શકય તેટલી બધી રીતે મદદ કરવાની અપીલ કરે છે.**

## શાંતિ ઝુંબેશનો કાર્યક્રમ

**વ**ળી, અમે નીચેનાં કામો પાર પાડવાને માટે દરેકે દરેક સ્થળે સર્વપક્ષી શાંતિ સમિતિઓ રચવાની પણ અપીલ કરીએ છીએ.

(૧) પોતાની કોમના માણસોએ કરેલા અત્યાચારોને સાફ સાફ રીતે વખોડી કાઢી એક બીજામાં વિશ્વાસ ઉભો કરો. જેઓ મુસ્લિમ જનતા પર લાગવગ ધરાવે છે તેઓ પશ્ચિમ પંજાબમાં થયેલા અત્યાચારોને વખોડી કાઢે અને જેઓ હિંદુ તથા શીખો પર લાગવગ ધરાવે છે તેઓ પૂર્વ પંજાબના અત્યાચારોને વખોડી કાઢે. આ રીતે આપણે કોમી અલગતાની દિવાલ ભેદી શકીશું અને કોમી ઉશ્કેરણીખોરોને અલગ પાડી શકીશું.

આનો પહેલો જીવંત દાખલો બિહારના મુસ્લિમ નેતાઓએ–ડૉ. મહમદ અને રાષ્ટ્રવાદી મુસ્લિમો તેમજ લીગ નેતાઓ, ધારાસભ્યો અને લીગ પ્રાંતિક મંત્રીએ પૂરો પાડયો છે. તેમણે જ્યાં જ્યાં અને જે જે રૂપે કોમી મારફાડ થઇ છે તેને સાફ સાફ વખોડી કાઢી છે. પશ્ચિમ પંજાબના વડા પ્રધાન મામદોત પરના એક તારમાં તેઓ લખે છે કે, " છાપાંઓમાં પ્રસિદ્ધ થયેલાં અત્યાચારોનાં કમકમાટીભર્યાં વર્ણનોએ બિહારની જનતામાં જબરજસ્ત ખળભળાટ મચાવ્યો છે. મહેરબાની કરીને અમારા મુસ્લિમ ભાઇઓને કહેજો કે આવા અમાનુષી અત્યાચારોને અમે સખત રીતે ધિક્કારીએ છીએ. વળી, આ અત્યાચારો અમાનુષી ને ઇસ્લામ વિરોધી હોવા ઉપરાંત તેના અહીં અને બીજી જગાએ પણ પડઘા પડશે."

(૨) દરેકે દરેક ગામમાં અને મહોલ્લામાં શાંતિ ટુકડીઓ રચો. આ ટુકડીઓ કોઇ પણ ભોગે લઘુમતીઓનું રક્ષણ કરે. એટલું જ નહિ પણ અફવા ફેલાવનારા ને કોમી હુલ્લડખોરોને જનતા સામે ઉઘાડા પાડી જડબાંતોડ જવાબ આપે.

(૩) આપણી જનતામાં એકતાની જ્યોત પ્રગટાવવા સામુહિક શાંતિ સરઘસો ફેરવો. આથી પ્રજાના દિલમાંથી બીક ઉડી જઇ ગુંડાઓના દિલમાં ભરાઇ બેસશે.

પ્રધાન મંડળો હજી સુધી પ્રજાકીય ઝુંબેશોને ઢીલી પાડી માત્ર નોકરશાહીના ઉપાયો પરજ આધાર રાખી રહ્યા છે. તેમનું આ વલણ બદલવાની તમામ પ્રજાએ સંયુક્ત માંગ ઉઠાવવી જોઇએ. "પોલિસને સંપૂર્ણ સત્તા આપવાની" ભૂતકાળની નીતિ પ્રજાને પાંગળી બનાવી મૂકે છે અને હુલ્લડખોરોને ખૂનરેજી ને લૂંટફાટ કરવાનો છૂટો દોર આપે છે. કલકત્તાનો તાજોજ દાખલો છે કે સંયુક્ત પ્રજાકીય ઝુંબેશે કોમી ગુંડાગીરી ખતમ કરીને પોલિસની શિથિલતા અને ઉંઘ ઉડાડી છે. **પોલિસની ગુનાહિત બેદરકારી એટલી ભયંકર હદે ગઈ છે કે ખુદ પંડિત નહેરૂને પણ એ સામે ચેતવણી ઉચ્ચારવી પડી છે.**

(૪) શાંતિ માટેના તમામ પ્રયાસોમાં પ્રજાએ સરકારના વહીવટી તંત્રને સહકાર આપવો અને શાંતિ સમિતિઓ સાથે સંપર્ક રાખવા દેશભક્ત કુશળ અમલદારો નીમવાની માગણી કરવી; આ રીતે શાંતિ સમિતિઓ સરકારને ગુંડા ટોળીઓની ધરપકડ કરવામાં અને તેમની છૂપી ગોઝારી પ્રવૃત્તિઓને ખુલ્લી પાડવામાં મદદ કરશે. વળી આ સમિતિઓ જે અમલદારો ઉશ્કેરણીખોરો અને સશસ્ત્ર ગુંડા ટોળીઓને પકડવાને બદલે પ્રજાકીય પ્રયાસોની અંદર અડચણ નાખતા હશે તેમને બરતરફ કરવાની અથવા પકડવાની માંગણી કરશે.

(૫) અખબારો પણ એકતા તરફી ભાગ ભજવવાને બદલે કોમી ભાગ ભજવી રહ્યાં છે. એનું મૂળ તો ઠેઠ એ. પી. આઇ. ના સંદેશાઓ સુધી જાય છે.

આમાંય સૌથી વધુ ખરાબ ગુનેગાર છાપાંઓ તો મૂડીપતિઓનાં છે. દા. ત. દાલમિયાનાં છાપાંઓ ('નેશનલ કોલ' વગેરે)એ પાકિસ્તાની લશ્કરે હિંદી સંઘનાં દોઢસો ગામડાંઓ પર ચઢાઇ કર્યાના જૂઠા સમાચારોને પહેલે પાને મોટાં મથાળાં સાથે આપ્યાં હતાં એટલું જ નહિ પણ રાષ્ટ્રીય સરકારની આ સમાચારોનો ઇન્કાર કરતી ખબરને એક નાનકડા ખુણામાં સ્થાન આપ્યું હતું. કેટલાંક છાપાંઓએ તો એ જાહેરાત છાપી પણ નહોતી.

આપણા અખબારનવેશો તો બહુધા પ્રગતિશીલ હોય છે. પણ ઉપર બેઠેલા માલિકો જ નફાની લાલચે ચોંકાવનારાં અને ઉશ્કેરણીજનક મથાળાં આપે છે. તેમને પ્રજાનાં હિત કરતાં પોતાના નફાની જ વધારે પડી છે.

આથી સ્થાનિક છાપાંઓને શાંતિ ઝુંબેશ ઉપાડવા માટે સંગઠિત કરવા જોઇએ ને સાથે સાથે જે છાપાંઓ કોમી ઉશ્કેરણીમાં સંડ્યા રહે તે છાપાંઓનો આમ-બહિષ્કાર પોકારવો જોઇએ. આથીજ નફાખોર છાપાં માલિકોની સાન ઠેકાણે આવશે.

(૬) **સંયુક્ત રાહત કાર્ય :** પંજાબના નિરાશ્રિતો દરેકે દરેક પ્રાંતમાં ફેલાતા જાય છે. તેમના પરના અત્યાચારોની વિગતો કોમી પ્રત્યાઘાતીઓ જેઓ વેર લેવાની વાતો કરે છે તેમનો હાથગોળો બને છે અને એ રીતે સારાયે પ્રાંતની કે વિસ્તારની લઘુમતિને અને સહીસલામતીને જોખમરૂપ બને છે. આથી, અમલદારો કે પ્રત્યાઘાતી કોમીવાદીઓના હાથમાં રાહત કાર્ય સોંપવું સંયુક્ત શાંતિ સમિતિઓને પાલવે નહિ. તેમણે પોતાની દેખરેખ નીચે જ નિરાશ્રિતોની રાહતનું કામ ચલાવવું જોઇએ અને તમામ લોકોની સહાનુભૂતિ મેળવવી જોઇએ.

● પંજાબની આમ હિજરતને પરિણામે આજે વસ્તીની ફેરબદલીની પુષ્કળ બેફામ વાતો થવા લાગી છે. આ એક નિરાશામાંથી જન્મતો ઉપાય છે. આપણા દેશના ભાગલાઓમાં જેઓ બહુમતિ કોમને લઘુમતિ કોમ સામે ઉશ્કેરવા માંગતા હોય છે તેઓ જ વસ્તીની ફેરબદલીની વાહિયાત વાતો કરી રહ્યા છે. એનું પરિણામ વેરવૃત્તિમાં જ આવશે. આજે બન્ને પંજાબમાંથી લઘુમતિઓની પ્રચંડ આમ હિજરત થઈ રહી છે. પરંતુ જ્યારે બન્ને સરકારોએ પંજાબમાં શાંતિ સ્થાપી હશે ત્યારે આપણી સામે જેમ કલકત્તામાં ગાંધીજીની નેતાગીરી હેઠળ થયું તેમ "આપણા ભાઇઓને પાછા ઘરે બોલાવવા" ની ઝુંબેશ જ ઉઠાવવાની રહેશે. જો આપણે ખૂબ જ જાગ્રત રહીને યોજનાપૂર્વક આ ધ્યેય માટે કામ કરીએ તો જ કોમી સલાહસંપ આપણે સ્થાપી શકીશું. પંજાબની આગને ઠારી ફરી એને ધનધાન્યથી ભરપુર નંદનવનમાં બદલી શકીશું. અને તો જ બન્ને રાજ્યો એક

બીજાના મિત્રો રહેશે અને જેમ આજે કલકત્તામાં બની રહ્યું છે તેમ હિંદુ મુસ્લિમ બિરાદરીનો નવો જુસ્સો પેદા થશે.

આપણે સૌ—જેઓ પ્રજાકીય સંસ્થાઓને દોરે છે અથવા તેમાં કામ કરે છે તેમનામાં મહાત્મા ગાંધીનો હિંદુ-મુસ્લિમ ઐક્તા માટેનો અમર વિશ્વાસ અને પંડિત નહેરૂની હિંમત હોવી જરૂરી છે. તો જ આપણે શાહીવાદ અને તેના પિઠુઓએ ચાંપેલી કોમી આગ સામે જનતાનો શાંતિ માટેનો અડગ મોરચો બાંધી શકીશું. તો જ આપણે આ યાદવાસ્થળીને ખત્મ કરી ભાઈચારાની લાગણી ફેલાવી શકીશું અને તોજ આપણે રાષ્ટ્રીય પુનર્રચનાની પ્રજાકીય ધગશને કોમી માર્ગે વાળતા કોમીવાદી અનિષ્ટોને ખત્મ કરી શકીશું.

# ભગતસિંહના પંજાબની ચીખ પુકાર

લેખક: બિ. ધન્વન્તરી

પંચ સરીતાઓથી હરીભરી પંજાબની લીલી કુંજાર વાડી આ વેરાન બની રહી છે. આ સુંદર ભૂમિ પર દોઢ લાખ ઉપર શબોની લ પડી ચૂકી છે. ગીધો, કાગડાઓ, કોઆઓ તથા માંસાહારી પશુ પક્ષી માટે આજે સારાયે હિંદમાં પંજાબથી કોઈ જગા વધુ સારી નથી ર

લગભગ વીસ લાખ માનવીઓ પૂર્વ પંજાબથી પશ્ચિમ પંજ અથવા પશ્ચિમ પંજાબથી પૂર્વ પંજાબ અને પંજાબથીયે દૂર જાન સલામતી માટે નાસી રહ્યા છે.

પંજાબની મહેલાતો અને કારખાનાંઓ આગમાં જલીને રાખખાખ થઈ ગયાં છે. બજારો સાફ થઈ ગઈ છે. પંજાબની રસાળ ધરતીની ખેતી-વાડી બરબાદ થઈ ચુકી છે. લાખોની સંખ્યામાં હિંદુ મુસ્લિમ અને શીખ કિસાનો મોલનો ઉભો પાક છોડીને ભાગી રહ્યા છે. આજ પંજાબના બાળકો શાળાઓમાં જતા નથી. કોલેજો અને શાળાઓની ઈમારતોમાં પક્ષીઓના ઘૂઘવાટ સિવાય કશું સંભળાતું નથી. પંજાબને આવી હાલતમાં કોણે ફેંકી દીધું? પંજાબીઓના ખૂનની હોળીથી ઉત્સવ માણનારાઓ કોણ છે? આટલાં હથિયારો-રાયફલો, તોપો, સ્ટેનગન, બ્રેનગન, મશીનગન, હાથબોમ્બ, વગેરે એકાએક પંજાબમાં ક્યાંથી ટપકી પડ્યાં? પંજાબની ધરતી પર જ આવો હત્યાકાંડ શા માટે ભજવાયો?

પંજાબનાં અંગ્રેજ ગવર્નર અને ગોરા અમલદારોએ કેવા કાળા કામો કર્યાં? લશ્કર અને પોલિસે ત્યાં કેવી લોહીની નદીઓ વહાવી?

**આની પૂરી કહાણી વીર ભગતસિંહના સાથી બિ. ધન્વન્તરીની કલમે આલેખાયેલ આ પુસ્તિકામાં વાંચો. પોતાની આંખે જોયેલું પંજાબ આ પુસ્તિકામાં રજૂ થયું છે.**

આ પુસ્તિકાને ઘેરઘેર પહોંચાડવી અને હરેક હિંદીને વંચાવવી એ પ્રત્યેક દેશભક્તનું આજે સૌથી મોટું કર્તવ્ય છે.

મૂલ્ય ૪ આના પોસ્ટ ખર્ચ જુદું.

પિપલ્સ પબ્લીશીંગ હાઉસ લિ. સેન્ડહર્સ્ટ રોડ, મુંબઈ ૪